# જાઈઝ અને નાજાઈઝ તબર્રૂકાત

ઈનાયતુલ્લા બિન હફિઝુલ્લાહ સનાબેલી (અલ-કસીમ સ.અ.)

ઈસ્લામિક ઈન્ફર્મેશન સેન્ટર
હોટલ નુરાની પાસે, ડાંડા બજાર, ભુજ - કચ્છ.
Mo. : 84017 86172 - www.iickutch.blogspot.in

# જાઈઝ અને નાજાઈઝ તબર્રુકાત

**ઈનાયતુલ્લા બિન હફિઝુલ્લાહ સનાબેલી (અલ-કસીમ સ.અ.)**

વલીઓ અને નેક લોકો (અવલીયાઅ અને સાલેહીન) ની નિશાનીઓ, અવશેષો અને સંબંધિત જગ્યાઓ વગેરેથી બરકત હાંસિલ કરવી અકીદ-એ-તૌહીદનો એક મહત્વપૂર્ણ મસ્અલો (સમસ્યા) છે. કેમ કે બરકત હાંસલ કરવી અને તેમાં અતિરેક (મર્યાદા ઓળંગવી) ના જ કારણે વિતેલા યુગથી લઈને આજ સુધી લોકો શિર્ક, બિદઅતો અને ખોટા કામોમાં સપડાતા આવ્યા છે. તેથી આવો ! તબર્રુક અને તેના જાઈઝ અને નાજાઈઝ પ્રકારોનું કુર'આન અને સુન્નતની રોશનીમાં નિરિક્ષણ કરીએ.

## તબર્રુકની સમજૂતિ :

તબર્રુક શબ્દ 'બરકત' થી ગ્રહણ કરાયું છે જેનો અર્થ જામી જવું, સાબિત રહેવું, વધારો, વૃદ્ધિ અને ખુશનસીબી જેવો થાય છે અને તબર્રુકનો અર્થ થાય છે બરકત હાસિલ કરવી.

બરકતથી સંયુકત  બીજા શબ્દો જેમ કે, તબરીક, તબારક અને મુબારક વગેરેમાં પણ બરકતના ઉપરોકત અર્થો સામેલ છે. પરંતુ 'તબારક' શબ્દ કુર'આન અને હદીષોમાં બધી જ જગ્યાઓ પર ફકત અલ્લાહની જાત માટે જ ઉપયોગ થયો હોવાથી તેનો ઉપયોગ અલ્લાહ સિવાય કોઈના માટે પણ ઉચિત નથી.

## જાઈઝ તબર્રુક અને તેના પ્રકારો :

**(૧) નબી એ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હસ્તી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નિશાનીઓથી બરકત પ્રાપ્ત કરવી.**

નિઃશંક નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હસ્તી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નિશાનીઓ બરકતવાળી છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું વ્યકિતત્વ દીની અને દુનિયાવી બન્ને રીતે બરકતોનું સ્ત્રોત છે. અલ્લાહ તઆલાએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હસ્તીમાં ખાસ બરકતો પ્રદાન કરી હતી. એ જ કારણ હતુ કે આપની હયાતીમાં સહાબહ કિરામ રઝીઅલ્લાહુ અન્હુ આપથી બરકત પ્રાપ્ત કરતા હતા જેની અમુક દલીલો નીચે પ્રમાણે છે.

(૧) હઝરત અબુ ઝુહૈફહ રઝીઅલ્લાહુ અન્હુ વર્ણન કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બપોરના સમયે બતહાહ (એક જગ્યાનું નામ) તરફ દેખાયા પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વઝુ કર્યું અને ઝુહર તથા અસરની નમાઝ બે-બે રકાતો અદા ફરમાવી, સહાબાહ કિરામ રઝીઅલ્લાહુ અન્હુમ ઊભા થયા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બન્ને હાથો લઈ પોતાના ચહેરાઓ ઉપર ઘસવા લાગ્યા. હઝરત અબુ ઝુહૈફહ રઝીઅલ્લાહુ અન્હુ કહે છે કે મેં પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હાથ લઈ મારા ચહેરા ઉપર લગાડયું તો આપનું મુબારક હાથ બરફથી વધુ ઠંડુ અને મુસ્કથી વધારે પવિત્ર અને સુગંધિત હતું. (બુખારી)

(૨) હઝરત અનસ રઝીઅલ્લાહુ અન્હુનું વર્ણન છે કે એક વખત રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મીના ખાતે પધાર્યા પછી જમરાહ (શૈતાનની જગ્યા) પાસે આવી તેને રમી કરી (કાકરાઓ માર્યા) ત્યારબાદ ફરી મીનામાં પોતાની મંઝિલ પર પધાર્યા અને કુર્બાની કરી. પછી હજામને બોલાવી માથાના વાળ મૂંડી નાખવાનો હુકમ આપ્યો અને જમણી તથા ડાબી બાજુ ઈશારો કર્યો અને (માથા) ના વાળને લોકોમાં વહેંચી દીધા. એક બીજા વર્ણનમાં છે કે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અબુ તલ્હા રઝીઅલ્લાહુ અન્હુને બોલાવ્યા અને તેમને આ વાળ આપી દીધા પછી પોતાની ડાબી બાજુ હજામ તરફ કરી ફરમાવ્યું મુડન કરો. હજામે હુકમનું પાલન કર્યું. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ વાળોને હઝરત અબુ તલહા રઝીઅલ્લાહુ અન્હુને આપતા ફરમાવ્યું: ''અકસીમહુ બયનન્નાશ'' અર્થાત : આ વાળને લોકોમાં વહેંચી દો. (મુસ્લિમ)

(૩) હઝરત અનશ રઝીઅલ્લાહુ અન્હુથી જ વર્ણન છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત ઉમ્મે સુલૈમ રઝીઅલ્લાહુના ઘરે પધારતા અને તેમના બિસ્તર ઉપર આરામ ફરમાવતા અને તેણી ઉમ્મે સુલૈમ ત્યાં હાજર નહોતા. હઝરત અનશ રઝીઅલ્લાહુએ કહ્યું, એક દિવસ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેણીના ઘરે પધાર્યા અને તેમના બિસ્તર ઉપર સૂઈ ગયા. તેણી ઉમ્મે સુલૈમ (પોતાના ઘરે) આવ્યા તો તેમને જાણ કરાઈ કે આ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે. જેઓ તમારા ઘરે તમારા બિસ્તર ઉપર આરામ ફરમાવી રહ્યા છે તો તેણી અંદર આવ્યા અને જોયું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પરસેવો થઈ રહ્યો છે અને બિસ્તર ઉપર ચામડાના એક કટકામાં આ

પરસેવો જમા થઇ રહ્યો છે. (આ જોતા) તેમણે પોતાની ડબ્બીમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પરસેવો લૂછી લૂછીને ભરવા લાગ્યા. એટલામાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગભરાઈને સજાગ થયા અને ફરમાવ્યું, ''ઉમ્મે સુલૈમ ! આ શું કરી રહ્યા છો ?'' તેણીએ જવાબ આપ્યો, હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! અમે અમારા બાળકો માટે તેની (પરસેવાની) બરકત ઈચ્છીએ છીએ તો નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, તમે યોગ્ય કર્યું. (મુસ્લિમ)

આ બધી રિવાયતો (વર્ણન) થી જણાય છે કે સહાબાહ કિરામ રઝીઅલ્લાહુ અન્હુમ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શરીર, વાળ અને પરસેવા વગેરેથી તબર્રુક હાંસલ કરતા હતા. ઉપરોકત રિવાયતો સિવાય અસંખ્ય રિવાયતો છે જેમના દ્વારા જાણ થાય છે કે સહાબાહ કિરામ રઝીઅલ્લાહુ અન્હુમ અને તાબેઈન રહમતુલ્લાહ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જીવન અને વફાત પછી પણ આપની નિશાનીઓ, પાછળ છોડેલી વસ્તુઓ જેમ કે થૂંક, કપડાં, આંળીઓના નિશાન, જુંઠુ (એઠું), વઝુનો વધેલો પાણી, બખ્તર, લાકડી, વીંટી, વાસણ, ઈજાર અને ચાદર વગેરેથી તબર્રુક હાસલ કરતા હતા.

**(૨) અમુક વાતો અને કામોથી બરકત હાસલ કરવી.**

(૧) ઝિક્રે ઈલાહી (અલ્લાહની યાદ, સ્મરણ) દ્વારા બરકત હાસલ કરવી.

ઝિક્રે ઈલાહીમાં અસંખ્ય દીની અને દુન્યાવી બરકતો રહેલી છે. જેમ કે દિલોનું ચેન, હુકમ પાલનની તાકાત, માલ અને ઔલાદ તેમજ દુન્યવી નેઅમતો (સુખસાહ્યબી) ની પ્રાપ્તિ, બીમારીઓનો ઈલાજ અને શિફા (તંદુરસ્તી) વગેરે ઝિક્રે ઈલાહીની દુનિયામાં અપાતી બરકતો છે અને ગુનાહોની મગફિરત (ક્ષમા) નેક કાર્યો બદલ, અઝર અને સવાબ, વળતર અને બદલો (પુણ્ય) ની પ્રાપ્તિ અને ઝિક્રની મજલિસો ઉપર અલ્લાહની રહેમતનું ઉતરવું વગેરે ઝિક્રે ઈલાહીની દીની બરકતો છે. ઝિક્રે ઈલાહીથી તબર્રુક હાસિલ કરવાની શરીઅત પ્રમાણિત અમુક દલીલો નીચે મુજબ છે.

(૧) નબી એ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત ફાતિમહ અને અલી રઝીઅલ્લાહુ અન્હુને શીખવ્યું કે જે વ્યકિત સુતી વખતે ૩૩ વખત સુબ્હાનલ્લાહ, ૩૩ વખત અલ્હમ્દુલિલ્લાહ અને ૩૪ વખત અલ્લાહુ અકબર કહેશે તેના માટે આ ઝિક્ર નોકર થી બહેતર સાબિત થશે અને તેથી બધી

જ થાક દૂર થઇ જશે. (બુખારી)

(૨) નબી એ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું જે માણસ દરેક નમાઝ પછી ૩૩ વખત સુબ્હાનલ્લાહ, ૩૩ વખત અલ્હમ્દુલિલ્લાહ અને ૩૩ વખત અલ્લાહુ અકબર કહેશે અને એક વખત લાઈલાહ ઈલલ્લાહુ વહદહુ-લા શરીકલહુ-લહુલ મુલ્કુ-વલહુલ-હમ્દુ યુહયિ વયુમિતુ વહુવ અલા-કુલ્લિ શૈઈન કદીર કહી સોની સંખ્યા પૂરી કરશે તેના બધા જ ગુનાહો માફ થઇ જશે, પછી ભલે ને તે સમુદ્રના ફીણ જેટલા કેમ ન હોય. (બુખારી)

નબી એ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું જે વ્યકિત સવારે સઈદુલ-ઈસ્તગફાર પઢે અને સાંજ થતાં પહેલા મરી જાય અથવા સાંજે પઢે અને સવાર થતા પહેલા ગુજરી જાય તો તે જન્નતી હશે. (બુખારી)

**(૩) કુર'આનની તિલાવતથી બરકત હાંસલ કરવી.**

કુર'આને કરીમ દુન્યાની સૌથી વધુ બરકતવાળી કિતાબ છે. અલ્લાહનું ફરમાન છે કિતાબુન-અન્ઝલનાહુ-ઈલયક-મુબારકુન-લિયદ્દબ્બરૂ-આયાતિહી વલિયત્તઝક્કર ઉલુલ્અલ્બાબ. અર્થાત : આ ખૂબ જ બરકતવાળી કિતાબ છે જેને અમે તમારી તરફ એટલા માટે ઉતારી કે લોકો તેની આયતો ઉપર વિચાર વિમર્શ કરે અને અકલમંદ (બુદ્ધિજીવી) લોકો તેનાથી નસીહત (સારી શીખ) પ્રાપ્ત કરે. (સુરેઃ શૌદ આ.નં. ૨૯)

અને હદીષોમાં કુર'આને કરીમનું ખૂબ જ બરકતવાળા હોવાની અસંખ્ય દલીલો ઉપલબ્ધ છે તે પૈકી અમુક નીચે મુજબ છે.

(૧) રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું "જેણે કુર'આન શરીફનો એક અક્ષર પઢયું તેને એક નેકી મળશે અને એક નેકીનો સવાબ દસ ગણો છે. હું નથી કહેતો કે અલીફ લામ મિમ એક અક્ષર છે બલ્કે અલીફ એક અક્ષર છે, લામ એક અક્ષર છે અને મિમ એક અક્ષર છે. (એટલે કે જે વ્યકિત અલિફ-લામ-મિમ પઢશે તેને ત્રીસ નેકીઓ મળશે)
(સહીહુલ જામે ઉસ્સગીર લિલ અલ્બાની ભાગ-૫, પા.નં. ૩૪૦)

(૨) નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કુર'આન પઢો કેમ કે કુર'આન પોતાના પઢનારા માટે કયામતના દિવસે ભલામણ કરનારો બનીને આવશે. (મુસ્લિમ)

(૩) નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈશા સમયે સુરઃબકરહ બાબત

ફરમાવ્યું ''સૂરઃબકરહ પઢયા કરો કેમ કે તેનું પઢવું બરકત છે. અને તેનું છોડવું અફસોસ છે અને જાદુગરો તેની શકિત નથી ધરાવતા. (આના પઢનારાઓ ઉપર જાદુ અસર કરશે નહીં.) (મુસ્લિમ)

ઉપરોકત હદીષોથી કુર'આને કરીમનું બરકતવાળુ હોવાની જાણ થાય છે. અલબત કુર'આને કરીમને તબર્રુક ખાતર ઘરો, દુકાનો, ફેકટરીઓ અને ગાડીઓ વગેરેમાં રાખી મૂકવું બિદઅત અને કુર'આને કરીમનો મજાક છે.

## (૩) અમુક બરકતવાળી જગ્યાઓથી બરકત પ્રાપ્ત કરવી

અમુક જગ્યાઓ પણ મુબારક છે. અલ્લાહ તઆલાએ તે જગ્યાઓમાં ખાસ બરકત રાખેલી છે. જેમ કે મસ્જિદો, ખાસ કરીને મસ્જિદે હરામ (મક્કા), મસ્જિદે નબવી (મદીના), મસ્જિદે અકસા (પેલેસ્ટાઇન) અને મસ્જિદે કુબા (મદીના) આ મસ્જિદોથી બરકત મેળવવાનો તરીકો એ છે કે તેમની અંદર નમાઝો અદા કરવામાં આવે, કુર'આનની તિલાવત કરવામાં આવે, એતેકાફ અને દીની મજલિસો દ્વારા તેમને આબાદ કરવામાં આવે. અલબત તબર્રુક ખાતર તેમની દિવાલો અને ખૂણાખાંચાઓ, માટી વગેરેનું સ્પર્શ કરવું, તેમને ચુંબન આપવું અને પોતાના શરીર ઉપર મસળવું આ બધા કામો બિદઅત, નવા ઉપજાવી કાઢેલા અને વિકૃત કામો છે. ઈસ્લામમાં તેમની કોઈ હકીકત નથી.

**(૧) મસ્જિદો :** દુનિયાની આમ સામાન્ય મસ્જિદો બાબત નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું ''અલ્લાહની નજીક દુનિયાની સૌથી વધુ પ્રસન્નતા પામેલી જગ્યાઓ મસ્જિદો છે અને નાપસંદ જગ્યાઓ બજારો છે. (મુસ્લિમ)

**(૨) મસ્જિદેહરામ અને મસ્જિદેનબવી :** મસ્જિદે હરામ અને મસ્જિદે નબવીની ફઝીલતમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું ''મારી આ મસ્જિદ (મસ્જિદે નબવી) માં એક નમાઝ મસ્જિદે હરામ (મક્કા) સિવાય દુનિયાની બીજી બધી મસ્જિદોના મુકાબલામાં એક હજાર નમાઝથી અફઝલ વિશેષ છે. અને મસ્જિદે હરામમાં એક નમાઝ દુનિયાની બીજી બધી મસ્જિદોની સરખામણીમાં એક લાખ નમાઝોથી વિશેષ અફઝલ છે. (મુસ્લિમ, અહમદ, ઇબ્નેમાજહ)

**(૩) મસ્જિદેઅકસા :** અલ્લાહ તઆલાનું ફરમાન છે, અર્થાત : પવિત્ર છે તે હસ્તી જે પોતાના બંદાને રાત્રિમાં જ મસ્જિદેહરામથી મસ્જિદે અકસા સુધી લઇ

ગયો જેની આજુબાજુ અમે બરકતો રાખેલી છે. (સુરે બની ઈસરાઈલ આ.નં. ૧)
નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ ફરમાવ્યું ''ત્રણ મસ્જિદો સિવાય
કોઈપણ જગ્યા માટે (સવાબ અને બરકતની નિયતથી) મુસાફરી ખેડવામાં ન
આવે, મસ્જિદે હરામ અને મારી આ મસ્જિદ (મસ્જિદે નબવી) અને મસ્જિદે
અકસા. (મુત્તફકુન અલૈહ)

**(૪) મસ્જિદેકુબા :** નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું,
''મસ્જિદે કુબામાં એક નમાઝ પઢવાનો સવાબ ઉમ્રહની જેમ છે (તિર્મિઝી) તેમજ
નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દર શનિવારે મસ્જિદે કુબા આવતા હતા.
(બુખારી) તેવી જ રીતે મુબારક સ્થાનો, જગ્યાઓમાં મક્કા, મદીના, શામ
(સીરિયા) અને યમન પણ સામેલ છે. મક્કા બાબત નબી સલ્લલ્લાહુ અલયહિ
વ સલ્લમએ ફરમાવ્યું ''અલ્લાહની કસમ ! તું અલ્લાહની સૌથી બહેતર અને
તમામ જગ્યાઓમાં સૌથી પ્રિય ધરતી છો. અગર હું તારા ઉપરથી કાઢવામાં ન
આવ્યો હોત તો કયારેય પણ નીકળત નહીં.
(સહીહ ઈબ્નેમાજહ ભાગ-૨, પાના નં. ૧૯૬)

મદીના વિશે ફરમાવ્યું મદીનાના બધા જ માર્ગો ઉપર ફરિશ્તાઓ તૈનાત
છે. મદીનામાં ન તો તાઉન (પ્લેગની બીમારી) દાખલ થઇ શકે છે ન તો દજજાલ.
(મુત્તફકુન અલૈહ) તેમજ ફરમાવ્યું, જે મદીનાવાળાઓ સાથે બદઈરાદો રાખશે
તેને અલ્લાહ તઆલા એવી રીતે ઓગાળી નાખશે જેવી રીતે નમક પાણીમાં
ઓગળી જાય છે.

શામ (સીરિયા) વિશે ફરમાવ્યું શામ માટે ખુશખબરી છે. સહાબા
રઝીઅલ્લાહુ અન્હુએ પૂછયું કેવી ખુશખબરી ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ
સલ્લમએ ફરમાવ્યું કેમ કે રહમાનના ફરિશ્તાઓ સીરિયા ઉપર પોતાના પરો
ફેલાવેલા છે. (સહીહુલ જામેઉસ સગીર ભાગ-૨ પા.નં. ૫૫)

યમન વિશે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જુદી-જુદી હદીષોમાં
બરકતની દુઆ કરી છે. આ બધી જગ્યાઓથી બરકત મેળવવાનો તરીકો એ છે કે
તેમાં વધુને વધુ રોજી મેળવવા અથવા લડાઇ ઝઘડાથી સુરક્ષા, હિફાઝત ખાતર
ત્યાં વસવાટ કરવામાં આવે.

એવી જ રીતે મશાઈરે મુકદ્સા (પવિત્રસ્થાનો) એટલે કે અરફાત,
મીના, મુઝદલીફા વગેરે પણ મુબારક જગ્યાઓ છે. આ સ્થાનોમાં પણ બરકતનું

ઉતરવું, ગુનાહોની માફી અને સવાબની પ્રાપ્તિ થાય છે. અલબત આ બધી વસ્તુઓ એક ખાસ સમય ગાળામાં થતી હોય છે. સામાન્ય દિવસોમાં આ સ્થાનો માટે મુસાફરી કરવી અથવા (સવાબની નિયતથી) ઝિયારત (દર્શન) કરવા માટે જવું બિદઅત છે.

**(૪) અમુક મુબારક સમયો અને અવસરોથી બરકત પ્રાપ્તિ :**

અલ્લાહ તઆલાએ અમુક સમય અને અવસરોમાં પણ બરકત રાખી છે. જેમ કે માહે રમઝાન, શબેકદ્ર, દરેક રાત્રિનો ત્રીજો ભાગ, જુમઅહ, જુમેરાત, સોમવાર, ઇઝ્ઝતવાળા મહીનાઓ (ઝિલ્કઅદહ અને ઝિલ્હજ્જ, મોહર્રમ, રજબ) ઝિલ્હજ્જહના પ્રથમ દસ દિવસો, અરફાહનો દિવસ, અય્યામે તસરીક (ઇદના દિવસ પછી કુર્બાનીના ત્રણ દિવસ) વગેરે. આ સમય ગાળાઓમાં શરીઅતે નકકી કરેલ ઉસૂલો મુજબ બરકત મેળવવી જાઇઝ છે. અમુક દલીલો નીચે મુજબ છે.

(૧) માહે રમઝાન વિશે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે ''જેણે ઇમાનની હાલતમાં સવાબ મેળવવાની નિયતથી રમઝાન માસના રોઝા રાખ્યા તેના પાછલા બધા ગુનાહો માફ કરી દેવામાં આવશે. (બુખારી)

(૨) શબેકદ્ર વિશે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું સૂચન છે ''જેણે ઇમાનની હાલતમાં સવાબની નિયતથી શબેકદ્રમાં ઇબાદત કરી તેના પાછલા બધા ગુનાહો માફ કરી દેવામાં આવશે. (બુખારી)

(૩) અરફાહના દિવસનો રોઝો બે વર્ષના ગુનાહો અને આસુરાના દિવસનો રોઝો એક વર્ષના ગુનાહોનું વળતર છે. (મુસ્લિમ)

(૪) જન્નતના દરવાજાઓ સોમવાર અને જુમેરાતના દિવસે ખોલવામાં આવે છે અને દરેક મોમિન (જે મુશરિક ના હોય) ની મગફિરત થઇ જાય છે. સિવાય તે વ્યકિત જેને કોઇ મુસલમાન ભાઇથી મતભેદ હોય. (મુસ્લિમ)

(૫) રાતના એક તૃતિયાંશ ભાગમાં અલ્લાહ તઆલા દુનિયાના પ્રથમ આકાશ ઉપર ઉતરે છે અને કહે છે કોણ છે જે મને પોકારે હું તેની દુઆ કબૂલ કરૂં, કોણ છે જે મારાથી માંગે હું તેને આપું અને કોણ છે જે મારાથી માફી માંગે અને હું તેને માફ કરી દઉં. (બુખારી)

**૫. અમુક ખાવા-પીવા વગેરેથી બરકત મેળવવી.**

ખાવા-પીવાની ઘણી બધી વસ્તુઓમાં અલ્લાહે બરકત રાખી છે. જેમ કે

ઝમઝમ, જૈતુન, દૂધ, વરસાદનું પાણી, ખજૂર, મધ, કલોંજી, અજવા, શેહરી વગેરે.

એવી જ રીતે અમુક જાનવરોમાં પણ બરકત રાખવામાં આવેલી છે. જેમ કે ઘોડો, બકરી વગેરે. ટુંકમાં અમુક દલીલો નીચે મુજબ છે.

(૧) જૈતુન વિશે અલ્લાહનું ફરમાન છે અર્થાત : તે દિપક એક બરકતવાળા ઝાડ જૈતુનના તેલથી જલાવવામાં આવે છે. (સૂરઃ અન્નુર આ.નં. ૩૮)

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું જૈતુનના તેલને શાક માફક ઉપયોગ કરો અને તેને શરીર ઉપર લગાડો કેમ કે તે એક બરકતવાળા ઝાડનું તેલ છે. (સહીહ ઈબ્ને માઝહ લિલ અલ્બાની ભાગ-૨, પા.નં. ૨૩૩)

(૨) દૂધ વિશે ફરમાવ્યું ''અલ્લાહ તઆલા જેને દૂધથી પરિતૃપ્ત (ધરાયેલું) કરે અને તે કહે હે અલ્લાહ ! અમને તેમાં દૂધમાં બરકત અતા ફરમાવ અને વધારે આપ. કેમ કે હું નથી જાણતો કે ખાવા-પીવાની જરૂરિયાતને દુધ સિવાય પણ કોઈ વસ્તુ પુરૂં કરતી હોય.

(સહીહ ઈબ્ને માઝાઅ લિલ અલ્બાની ભાગ-૨, પા.નં. ૨૩૩)

(૩) કલોંજી વિશે (સાહજીરૂ) વિશે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કલોંજીમાં મૌત સિવાય બધી જ બીમારીઓની દવા છે.

(સહીહ ઈબ્ને માઝાઅ લિલ અલ્બાની ભાગ-૨, પા.નં. ૨૫૪)

(૪) અજવાહ ખજૂર વિશે ફરમાવ્યું, જેણે વહેલી સવારે અજવાહ ખજૂરનાં સાત દાણા ખાધા તેને આખા દિવસ દરમ્યાન કોઈ જાતનો ઝેર અને જાદુ નુકશાન પહોંચાડી શકશે નહીં. (બુખારી)

(૫) કંભી વિશે ફરમાવ્યું કંભી મન (મધથી વધુ મીઠી અને દુધથી વધુ સફેદ હલવા જેવી વાનગી જે બની ઈસરાઈલ માટે ઉતરતી હતી) માંથી છે અને તેનું પાણી આંખ માટે સિફા છે.

(સહીહ ઈબ્ને માઝાઅ લિલ અલ્બાની ભાગ-૨, પા.નં. ૨૫૪)

## નાજાઈઝ તબર્રુક અને તેના પ્રકારો :

અહીં અમુક નાજાઈઝ તબર્રુકાતનું વર્ણન કરવામાં આવે છે જેની અંદર અમુક મુસલમાનો જહાલત, અજ્ઞાનતા અને નાદાનીના સબબે સપડાયેલા છે.

**(૧) નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાત પછી બરકત મેળવવી. નબી એ કરીમ સલ્લલ્લાહુ અલયહિ**

વ સલ્લમની વફાત પછી આપની હસ્તી (જાત) થી ફકત નીચેના સ્વરૂપોમાં જ બરકત હાંસલ કરવી જાઇઝ છે.

(૧) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર ઈમાન ધરાવવું અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈતાઅત ફરમાબરદારી કરવી.

(૨) તે તમામ વસ્તુઓથી તબર્રુક મેળવવું જે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શરીરથી જુદા થઈ છે. જેમ કે વસ્ત્રો, વાળ અને વાસણ વગેરે. આ બે સ્વરૂપો સિવાય બીજી કોઇ વસ્તુથી તબર્રુક મેળવવું જાઇઝ નથી. જેમ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કબરથી તબર્રુક મેળવવું, ખાસ કબરની ઝિયારત માટે સફર કરવું. (નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કબરની ઝિયારતની વિશેષતામાં લગભગ ૧૪ રિવાયતો વર્ણવામાં આવી છે. પરંતુ આ બધી રિવાયતો ઝઇફ, અપ્રમાણિત, ખોટી અને વજુદ વગરની છે.)

નબી એ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી દુઆ કરવી અથવા ભલામણ, દરમ્યાનગીરી માંગવી, કોઇ મુશ્કેલીને દૂર કરવા માટે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરિયાદ કરવી તબર્રુક અથવા દુઆ કબૂલ થવાની ઉમ્મીદથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કબર પાસે દુઆ કરવી અથવા ત્યાં કોઇ જાતની ઈબાદત કરવી. મોડે સુધી ત્યાં ઊભા રહેવું અથવા બેસવું, કબરનું તવાફ કરવું, કુર'આનની તિલાવત કરવી, અવાજો ઉંચી કરવી, કબરને સ્પર્શ કરવું, ચુંબન કરવું તેમજ હુજરએ આઇશહને તબર્રુક ખાતર હાથ લગાવવા. પેટ, પીઠ અથવા માથું વગેરેને તેની દિવાલ સાથે અડાડવું તેનું આદર કરવું અને ત્યાં મુરાકબો કરવો. આ બધી વસ્તુઓ ભયંકર પ્રકારની બિદઅતો છે અને શિર્કના માધ્યમો છે. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ બધી વસ્તુઓથી મનાઇ ફરમાવેલી છે.

એવી જ રીતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જે જગ્યા ઉપર બેઠા હતા અથવા નમાઝ અદા કરી હતી તબર્રુક ખાતર ત્યાં જવું અને કોઇ ઈબાદત માટે તે જગ્યાઓ શોધવી, કદમ મુબારકના નિશાનોથી તબર્રુક મેળવવું. તેવી જ રીતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હથેળી, કોણી અને માથું વગેરેના નિશાનથી તબર્રુક મેળવવું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જન્મ તારીખ અથવા જન્મ સ્થળથી તબર્રુક મેળવવું અથવા જશન (ખુશીનો અવસર ઉજવવો) ઉજવવું. તેવી જ રીતે શબેમેરાજ, શબેહિજરતથી સંબંધિત અવસરો ઉજવવા અને

તેમનાથી તબર્રુક મેળવવું. આ બધી વસ્તુઓ બિદઅત અને ખોટા કામો છે જેમનાથી નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મના ફરમાવ્યું છે અને ઉમ્મત સમૂદાયને તેનાથી ચેતવ્યા છે. સલ્ફેસાલેહીન, સહાબા અને તાબેઇનએ પણ આવા કામોથી મના ફરમાવ્યું છે. તેથી જ હરજત ઉમર રઝીઅલ્લાહુ અન્હુએ લોકોને ઝાડ પાસે જતા જોયું જેની નીચે બૈયતે રીઝવાન થઇ હતી તો તેને કાપી નાખવાનો હુકમ આપ્યો હતો. હઝરત અલી બીન હુસૈનએ જયારે એક વ્યકિને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કબર પાસે હાથ ઉપાડીને દુઆ કરતા જોયું તો તેને આવું કરવાથી મના ફરમાવ્યું.

**(૨) સ્વાલેહીન, નેક લોકોથી તબર્રુક મેળવવું :**

નેક, બુઝુર્ગ, સ્વાલેહીન લોકોથી તબર્રુક મેળવવાની મંજૂરી ફકત તેમની હયાતીમાં તેમના જ્ઞાન, ઇલ્મથી ફાયદો ઉપાડવા, તેમનાથી દુઆ કરાવવા, તેમની મજલિસમાં ભાગ લેવા અને તેમની વફાત પછી તેમના ઇલ્મી વારસાથી ફાયદો ઉપાડવાની હદ સુધી જ છે. તેના સિવાય બાકી વસ્તુઓથી તબર્રુક મેળવવું હરામ છે. જેથી બરકત મેળવવા ખાતર તેમને ચુંબન કરવું અથવા તેમની પાછળ રહેલી વસ્તુઓ, નિશાનીઓને ચુંબન કરવું અથવા કોઇ હયાત કે મૃત નેક વ્યકિતના હાથ કે પગોને તબર્રુક મેળવવા ખાતર ચુંબન કરવું, તેમના વાળ, થૂંક, પરસેવા વગેરેથી બરકત મેળવવી, તેમના વઝૂના પાણીને તબર્રુક સમજી પીવું અથવા તેમના લિબાસ, વસ્ત્રો વગેરેને તબર્રુક ખાતર સંભાળીને રાખવા, તેમની નિશાનીઓ જેમ કે બેસવા, સૂવા કે નમાઝ પઢવાની જગ્યાએથી તબર્રુક મેળવવું, તેમના જન્મ સ્થળોથી તબર્રુક મેળવવું, તેમની વફાત પછી તેમની કબરોથી તબર્રુક લેવું, લાભ, ફાયદો, યશ મેળવવાની માન્યતા રાખવી, તેમના દર્શનાર્થે જવું, તેમની કબરોના તવાફ (ફેરા ફરવા) કરવા, દુઆઓ કરવી, દુઆઓમાં તેમનો વસીલો લેવો, તેમની તરફ મોઢું કરવું, તેમને પોકારવું, જરૂરિયાતો પૂરી કરવાનો સવાલ કરવો, તેમની કબરો પાસે ઇબાદત કરવી, કબરોને તબર્રુક ખાતર સ્પર્શ કરવું, કબરોને ચૂંબન કરવું, ત્યાં એ'તેકાફ, મુરાકબો કે મુજાવરી કરવી, તેમની કબરો ઉપર ગલેફ ચઢાવવા, નઝરો નિયાઝ (માનતા માનવી, નઝરાણું ધરવું) કરવી, દીપ જલાવવા, તેમની કબરો ઉપર મસ્જિદો અને ગુંબજો બનાવવા, તેમને શણગારવું, રંગરોગાન કરવા, તેમના જન્મદિવસો ઉજવવા, તેમના તીજા, દસમા અને ચાલીસમા, વરસીઓ ઉજવવી આ બધી જ વસ્તુઓ

શરીઅતની રૂએ હરામ અને નાજાઇઝ, અનુચિત છે. જે બાબતની દલીલો કુર'આન અને સુન્નતમાં અસંખ્ય પ્રમાણમાં છે. પછી ભલે ને આ નેક લોકોમાં નબીઓ અલયહિસ્સલામ, સહાબાહ રઝીઅલ્લાહુ અન્હુમ કે તાબેઇન રહમતુલ્લાહ અથવા ઉમ્મતની બીજી પવિત્ર હસ્તીઓ જ કેમ ન હોય.

**(૩) અમુક પહાડો અને સ્થાનોથી બરકત હાસલ કરવી :**

મુબારક સ્થાનો ફકત મસ્જિદો છે અથવા મક્કા, મદીના, શામ, યમન અને અરફહ, મિના, મુઝદલિફહ વગેરે જગ્યાઓ છે. તેમના સિવાય કોઇપણ જગ્યાથી તબર્રુક હાંસલ કરવું જાઇઝ નથી. પછી ભલેને તે કોઇ ઝાડ હોય કે ઝરણું હોય, નહેર હોય કે ડુંગર, કોઇ ગુફા હોય કે પવિત્ર ઘર આ બધી વસ્તુઓને તબર્રુક ખાતર અડવું, ચુંબન આપવું, તવાફ કરવો, ઈબાદત ખાતર તેમની તરફ જવું, ઝિયારત કે દર્શનાર્થે ત્યાંની મુસાફરી ખેડવી બધું નાજાઇઝ અનુચિત, અસ્વીકાર્ય છે.

**નાજાઇઝ તબર્રુકાત નીચેની જગ્યાઓમાં જોવા મળે છે**

## મક્કા ખાતે જોવા મળતા નાજાઇઝ તબર્રુકાત :

**(૧) કા'બાશરીફ :** કા'બાશરીફ પૈકી કા'બાનો તવાફ તેમાં રાખેલ હજ્રે અસ્વદનું ચુંબન, રૂકને યમાનીનું સ્પર્શ આટલા જ કામો શરીઅત માન્ય છે. તેથી ખૂદ કા'બાથી તબર્રુક મેળવવું, તેની દિવાલો, મકામેઇબ્રાહીમ અને કા'બાના ગલેફ ને સ્પર્શ કરવો, તેને ચુમવું, શરીર સાથે સ્પર્શ કરવું, પોતાના ગાલ ઘસવા વગેરે બધા જ કામો બિદઅત અને નાજાઇઝ છે.

**(૨) (મક્કાની) આમ મસ્જિદો :** મક્કા મુકર્રમામાં મસ્જિદેહરામ સિવાયની કોઇપણ મસ્જિદમાં નમાઝ કે કોઇ બીજા કામ અર્થે (સવાબની નિયતથી) ઈરાદાપૂર્વક જવું જાઇઝ નથી, જેથી મસ્જિદે રાયહ, મસ્જિદે જિન્ન, મસ્જિદુલ્ ઇજાબહ, મસ્જિદે અબીબક્ર, મસ્જિદે બૈઅતિલ્ અકબહ અથવા બીજી કોઇ મસ્જિદનું કોઇપણ ઇબાદતસર નિશ્ચય કરવું અથવા તબર્રુક મેળવવા ખાતર ત્યાં જવું તેમને ચુંબન કરવું, તેમની દિવાલો, ખૂણા-ખાંચાઓને સ્પર્શવું ત્યાંની માટી લાવવી વગેરે બિદઅત અને વિકૃત કામો છે. દીને ઇસ્લામમાં તેની કોઇ હકીકત નથી.

**(૩) પહાડો :** મક્કા મુકર્રમા કે બીજી કોઇ જગ્યાના કોઇપણ ડુંગર કે પહાડની કોઇ જ જાતની વિશેષતા નથી. તેથી ગારે હિરા, ગારે ષૌર, જબલે અરફહ (જબલે

રહમત) જબલે અબૂકબીસ, જબલે શબ્બીર અથવા બીજા કોઇ પહાડ ઉપર તબર્રુક મેળવવા ખાતર જવું. તેને અડકવું, ચુંબન કરવું, તેની માટી ખોદી લાવવી, તેને શરીર ઉપર લગાડવી વગેરે બધા જ કામો બિદઅત અને હરામ છે.

**(૪) ઐતિહાસિક ઘરો, મકાનો :** મક્કામાં જોવા મળતા અમુક ઘરો જેમ કે હઝરત ખદીજહ રઝીઅલ્લાહુ અન્હાનું ઘર, હઝરત અરકમ રઝીઅલ્લાહુ અન્હુનું ઘર જેવા બીજા ઘરોની કોઇ ફઝીલત કે વિશેષતા નથી. જેથી તેમનું નિશ્ચય કરવું, ઝિયારત માટે ઇરાદાપૂર્વક જવું બિદઅત અને નાજાઇઝ છે.

**(૫) કબરો :** મક્કામાં કોઇપણ કબર કે કબ્રસ્તાન પછી ભલે તે જન્નતુલ મઅલા (હજજનું કબ્રસ્તાન) કબ્રસ્તાન પણ કેમ ન હોય તેની કોઇપણ જાતની કોઇ ફઝીલત કે વિશેષતા નથી. તેથી તેનાથી કોઇ જાતનું તબર્રુક મેળવવું જાઇઝ નથી. હા, ફકત શરીઅત માન્ય ઝિયારત કરી શકાય. (પોતાની આખિરતને યાદ કરવા ખાતર અને દફન થએલાઓ માટે દુઆએ મગફિરત ખાતર જઇ શકાય)

**(૬) જન્મ સ્થળ :** મક્કામાં કોઇનું પણ જન્મ સ્થળ પછી ભલે ને તે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું હોય કે હઝરત ફાતિમહ રઝીઅલ્લાહુ અન્હા અથવા હઝરત અલી બિન અબીતાલિબ રઝીઅલ્લાહુ અન્હુનું જ કેમ ન હોય તેમનાથી તબર્રુક મેળવવું જાઇઝ નથી.

## મદીનહ મુનવ્વરહમાં જોવા મળતા નાજાઇઝ તબર્રુકાત :

**(૧) મસ્જિદે નબવી :** મસ્જિદે નબવીની ઝિયારત મસનુન (સુન્નત પ્રમાણિત) છે. અલબત્ત તબર્રુક મેળવવા ખાતર તેની દિવાલો, પીલ્લરો, દરવાજાઓ, જાળીઓ, મહેરાબો અને મીમ્બરો વગેરેને સ્પર્શ કરવું, ચુંબન કરવું અથવા તેમનો તવાફ કરવો વગેરે જાઇઝ નથી, બલ્કે અતિ ખરાબ બિદઅત છે.

**(૨) આમ મસ્જિદો :** મદીના ખાતે મસ્જિદે નબવી સિવાય બીજી મસ્જિદોમાં મસ્જિદે કુબા સિવાય કોઇપણ મસ્જિદ તરફ ઇરાદાપૂર્વક જવું જાઇઝ અને ઉચિત નથી. જેમ કે મસ્જિદે જુમઆહ, મસ્જિદે કીબલતૈન, મસ્જિદે ઇજાબાહ, મસ્જિદે ફતહ, મસ્જિદે મુસલ્લા અથવા બીજી મસ્જિદો તરફ બરકત મેળવવા ખાતર કે તેમાં તહયતુલ મસ્જિદની અદાયગી ખાતર અથવા કોઇપણ ઇબાદત ખાતર ઇરાદાપૂર્વક જવું જાઇઝ નથી.

**(૩) પહાડ :** મદીનાનો મશહુર ઐતિહાસિક પહાડ ‘ઉહદ’ છે. જેની હદીષોમાં ફઝીલત, વિશેષતા વર્ણન થઇ છે. પરંતુ ઝિયારત કે બરકત મેળવવા ખાતર

ઈરાદાપૂર્વક તેની તરફ જવું જાઇઝ નથી કેમ કે શરીઅતમાં આ બાબતની કોઇ દલીલ મળતી નથી.

**(૪) કુવાઓ :** મદીનામાં લગભગ સાત કુવાઓને બરકતવાળા માનવામાં આવે છે. જેમાંથી મોટાભાગના કુવાઓનું નામોનિશાન પણ નથી રહ્યું. ઉપરોકત બાબતોની જેમ આ કુવાઓ પૈકી કોઈ કુવા તરફ તબર્રુક મેળવવા ખાતર જવું જાઇઝ નથી.

**(૫) કબ્રસ્તાન :** મદીનામાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને આપના બન્ને સાથીઓ હઝરત અબુબક્ર અને હઝરત ઉમર રઝીઅલ્લાહુ અન્હુની કબ્રો સિવાય ફકત અહલે બકી, શોહદાએ ઓહદ, શોહદાએ બદરની કબ્રોની ફકત ઝિયારત કરવી સુન્નતથી સાબિત છે. અલબત ત્યાં જઇ તેમનાથી તબર્રુક મેળવવું અથવા બીજા નાજાઇઝ કામો કરવા હરામ છે.

## શામ (સીરિયા) માં જોવા મળતા નાજાઇઝ તબર્રુકાત :

**(૧) મસ્જિદેઅક'સા :** મસ્જિદે અકસા માટે સફર કરવું ઉચિત છે. તેવી જ રીતે તેમાં નમાઝ, ઝિક્ર, દુઆ, એ'તેકાફ વગેરે દરેક સમયે ઉચિત, શરીઅત માન્ય છે. અલબત બીજી મસ્જિદોની જેમ તેની દિવાલો, ખૂણા-ખાંચાઓને સ્પર્શ કરવું, ચુંબન કરવું અને તેમનાથી કોઇપણ જાતની બરકત મેળવવી અથવા આ મસ્જિદની ફરતે તવાફ કરવું વગેરે હરામ, નાજાઇઝ, અનુચિત છે.

**(૨) સખ્રએ બૈતિલ્મુકદ્દસ :** 'સખ્રહ' ની ફઝીલત, વિશેષતા દર્શાવતી અસંખ્ય ઇસ્રાઇલી રિવાયતો જોવા મળે છે. આ બધી જ રિવાયતો ખૂબ જ ઝઇફ, ખોટી અને બેબુનિયાદ છે. તેવી જ રીતે તેની અંદર નબી સલ્લલ્લાહ અલયહિ વ સલ્લમના કદમ મુબારક, અમામા (પાઘડી) હોવાની વાત પણ નર્યુ જુઠાણું અને વજૂદ વગરની વાત છે. ખુલાસો એ કે ઈસ્લામમાં સખ્રહની કોઇ ફઝીલત નથી. તેથી સખ્રહની તા'ઝીમ (આદર) કરવી તેનાથી તબર્રુક મેળવવું, ત્યાં નમાઝ પઢવી, તેની ફરતે તવાફ કરવા, તેનું સ્પર્શ કે ચુંબન વગેરે હરામ છે. સખ્રહ ઉપર ગુંબજનો વધારો પણ સહાબાહ રઝીઅલ્લાહુ અન્હુમ ના યુગ પછી થયો છે.

**(૩) આમ મસ્જિદો :** શામની બીજી મસ્જિદો જેમ કે જામેઅ ઉમ્વી (દમિશ્ક) મસ્જિદે ઇબ્રાહીમ, મસ્જિદે તૂર વગેરેની પણ કોઇ ફઝીલત નથી તેથી તેમનાથી પણ તબર્રુક લેવું જાઇઝ નથી.

**(૪) પહાડ :** શામના પ્રખ્યાત પહાડો 'જબલે તૂર' જબલે કાસ્યૂન, જબલે

લુબ્નાન વગેરે છે. તે પહાડોથી પણ કોઇ જાતનો તબર્રુક લેવો જાઇઝ નથી.

**(૫) કબરો :** આ વાતમાં કોઇ શંકા નથી કે શામ (સીરિયા) દેશ અસંખ્ય નબીઓ અલયહિસ્સલામનો વતન રહી ચૂકયો છે અને ત્યાં અસંખ્ય નબીઓની કબરો રહેલી છે. પરંતુ ચોકકસપણે કોઇપણ કબર કોની છે તે નકકી નથી અને જો કોઇ કબરની ચોકકસ જાણકારી પણ મળી જાય તો જેમ કે જમ્હુરના કહેવા મુજબ હઝરત ઇબ્રાહીમ અલયહિસ્સલામની કબર અહીં જ છે. તેમ છતાં કોઇપણ કબરની ઝિયારત માટે મુસાફરી કરવી અને તેનાથી તબર્રુક મેળવવું ઇસ્લામી તાલીમ વિરૂદ્ધ છે.

## નાજાઇઝ તબર્રુકાતના કારણો :

નાજાઇઝ તબર્રુકાતના કારણોમાંથી એક કારણ દીન (ધર્મ) થી જહાલત, અજ્ઞાનતા છે. તેવી જ રીતે સ્વાલેહીન (નેક લોકો) ની શાનમાં અતિરેક, કાફિરો, મુશરિકો અને અહલે કિતાબ યહૂદીઓ અને ઇસાઇઓની દેખાદેખી કરવી અને નિશાનીરૂપ સ્થળોનું અનુચિત આદર છે.

## નાજાઇજ તબર્રુકાતની ખરાબીઓ :

નાજાઇઝ તબર્રુકાતની માયાજાળમાં ફસાવાથી જે ખરાબીઓ ઇચ્છુકને મળે છે તે કાં તો શિર્કે અકબર (મહાશિર્ક) છે અથવા મહાશિર્ક તરફ દોરી જનાર સાધન, બીજી તરફ તબર્રુકના નામે દીનમાં નવી નવી બિદઅતો પેદા થાય છે. તરેહ તરહેના ગુનાહો કરવા પડે છે અને વિભિન્ન પ્રકારના જૂઠ (અસત્ય) નો તે શિકાર બને છે, શરીઅતના અસલ લખાણ, હુકમો, ઉસૂલોમાં પરિવર્તન અને ખોટી વ્યાખ્યાઓ, હેરફેર, સુન્નતો (નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા) ની બરબાદી, અજ્ઞાન-ભોળી પ્રજાને છેતરવું અને પેઢીને ગુમરાહી બરબાદીમાં હોમવું છે.

## નાજાઇઝ તબર્રુકાતની નાબૂદી કેવી રીતે થઇ શકે ?

સચોટ, શુદ્ધ ઇલ્મ, જ્ઞાનનો ફેલાવો કરવો સચોટ અને સત્ય માર્ગનું આમંત્રણ આપવું, અતિરેક અને નાજાઇઝ તબર્રુકાતના સાધનોને નાબૂદ કરવા અને તેવા બધા જ માધ્યમોને જાકારો આપવો.

**વસલ્લલ્લાહુ વસલ્લમ અલા નબિય્યીના મુહમ્મદિંવ વઅલા આલિહી વ સહ'બિહી અજમઇન.**